# કાવ્યગોષ્ઠિ

ઈ-સામયિક

પદ્ય સાહિત્ય તરફની રાહ...

|| વર્ષ – ૨ || અંક – ૨ || સળંગ અંક – ૬ ||
|| ફેબ્રુઆરી – ૨૦૧૭ ||

-: સંપાદક :-

સુલતાન સિંહ

ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યૂ

અનિલ ચાવડા






# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

|| વર્ષ – ૨ || અંક – ૨ || સળંગ અંક – ૬ ||
|| ફેબ્રુઆરી – ૨૦૧૭ ||

~ સંપાદક ~

**સુલતાન સિંહ**

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨
મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com/

## “સાહિત્યમાં પદ્ય એ શ્રૃંગાર સમાન છે.”

પદ્ય સાહિત્યમાં હંમેશા સાહિત્ય સર્જન એક શ્રૃંગારીક ઢબ અને લઢણ પ્રમાણે જ રચાયું છે. સામાન્ય રીતે ગઝલનો અર્થ પણ પ્રેમિકા સાથેની વાતચીતના અનુસંધાને જ તારવવામાં આવે છે. ગઝલ અને પદ્ય હંમેશા સર્જકના સંવેદનોમાં થતા ઓચિંતા અનુભવનો ચિતાર જ ચિતરવામાં આવે છે.

*“ ઝાંકળનું ટીપું ફૂલ પર બેસીને સૃષ્ટિને જુએ,*
*દર્શન એને કહેવાય છે, એ પણ જરા શીખવાડજો, ”*
*~ હિતેન આનંદપરા*

સાહિત્ય એક માત્ર એવી નિશાળ છે કે જ્યા હંમેશા શીખનારા વિદ્યાર્થીઓની સંખ્યા સતત વધતી જ રહી છે. અને ભવિષ્યમાં પણ વધતી રહેવાની છે એ વાતમાં કોઈ બે મત નથી. સાહિત્ય પોતે એક માત્ર એવું ક્ષેત્ર છે કે જ્યા ગુરુ અને શિષ્ય સાથે બેસીને શીખી શકે છે. સૃષ્ટિની મુક ભાષાઓ, સંવેદનો, અનુભૂતિ, મૌન, અનંતતા, પ્રાકૃતિક સ્વરૂપ જેવી દરેક નાની મોટી બાબતોને સાહિત્યના સર્જક તરીકે આપણે શીખતા આવ્યા છીએ, શીખી રહ્યા છીએ તેમજ આગળ પણ શીખતા રહેવાના છીએ. સાંભળ્યું છે કે ઘણા લોકો એમ કહે છે કે ગુજરાતી ભાષા આઈ.સી.યુમાં છેલ્લા શ્વાસ લે છે. પણ દરેક જણે માત્રને માત્ર પોતાના કરતા ઉંચી દીવાલ સામે ઉભા રહીને એ દીવાલ સુધીની જ વાસ્તવિકતા સ્વીકારી લીધી છે. દીવાલની પેલે પારની દુનિયા કેટલી વિશાળ છે એ કદાચ લગભગ કોઈને ખબર જ નથી. ગુજરાતી પણ કઈંક એવી જ ભાષા છે જે લોકોને દીવાલ સુધીની જ સમજાઈ છે પણ, દીવાલની પેલે પારનો એનો વિસ્તાર સમજવામાં લોકો કાચા પડી રહ્યા છે અથવા શીખવા જ નથી માંગતા અથવા આ વાતને અંગ્રેજીના નશામાં ડૂબ્યા હોવાથી એમના ધ્યાનમાં આવી નથી.

**~ સુલતાન સિંહ ‘જીવન’**
**[ સંપાદક / એડમીન ]**

## સૌપ્રથમ કાવ્યગોષ્ઠી ઈ-સામયિકના વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી ભાષામાં પદ્ય સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે પણ ઘણા પ્રયાસો થઈ રહ્યા છે જેમાં અત્યારે અમારું વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યને લાગતું ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકે છે.. વિસ્તૃત માહિતી મેળવવા માટે આપ નીચેના 'Web Adress' પર સંપર્ક કરી શકો છો.


Contacts :-
+૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com





લાગણીઓનો તાર...........

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. ખાસ કરીને સામયિકના વાચકવર્ગના અમે દિલથી આભારી છીએ. અમારી ટીમ સદાય આંતરિક કે બાહ્ય સાથ સહકાર આપનાર ઉતમ સર્જકોની આભારી રહેશે.

કાવ્ય ગોષ્ટિ ટીમ.

# અનુક્રમણીકા

સાંભળ શુ કહે છે, પાણો,
કે હું એકલો જ છું શાણો,

જિંદગી ભલે જવાની,
આનંદ પૂર્વક જ માણો,

મોત છે જીવનનું સત્ય,
વાત જરૂરથી એ જાણો,

સજા તો તુજ કર્મોની છે,
કોઈ જ ન હોય ફલાણો,

પાપ વખતે લાજ નહીં,
પુણ્યમાં કેમ શરમાણો,

જોઈ દુઃખોને કોઈકના,
કેમ વારંવાર હરખાણો,

જિંદગી ભર પાપ કર્યા,
ત્યારે કેમ ન બીવાણો,

સમજતા આયખું ગયું,
છતાં તું એકલો જ શાણો,

~ સુલતાન સિંહ 'જીવન'

આ દેશ કેવો વિચિત્ર છે, દુશ્મન ને યુદ્ધ કમાન આપે છે,
ભણેલાગણેલા અફસરો પણ, મુર્ખોને સલામ આપે છે,
ભ્રષ્ટાચારની હદ થઈ, ભણતરના વ્યવસાયમાં પણ,
દુઃખ છે પેટનું, અને ડૉક્ટરો ઘસવા માટે બામ આપે છે,
ત્રેવડ જે દેશમાં નથી, પોતાની પ્રજાને સંભાળવાની,
એવા મૂરખા દેશોને સરકાર શાંતિના પૈગામ આપે છે,
પોતાનો દેશ વેચવા, ઘણા પોતાના જ તૈયાર થાય,
એજ દેશને પરદેશના નિઝામો શુદ્ધા સલામ આપે છે,
અહા ખુદાની પણ આ અદભુત કરામાત નિરાલી છે,
ધર્મના નામે આંધળા દેશમાં, અબ્દુલ કલામ આપે છે,
ભલે અહીં કોઈને નથી કદર આ પૂજ્ય ભારત ભૂમિની,
દેશ-પ્રેમી દરેક કલામને, 'સુલતાન' સલામ આપે છે,
~ સુલતાન સિંહ 'જીવન'

આજે પાંદડાએ પડતા જ જમીન ચૂમી છે,
પ્રકૃતિ કદાચ એટલે જ આનંદમાં ઝુમી છે,
દેવ અને દાનવ તો બંને હતા આ સંસારે,
પવિત્રતા છતાંય અખંડ રહે એવી ભૂમિ છે,
~ સુલતાન સિંહ 'જીવન'

*આંબલી થી ખરેલા પાનની કહાની છે,*
*વાત તો પ્રેમની, એથી પણ સુહાની છે,*
*હોઠનો સ્પર્શ કઈ જેવીતેવી વાત નથી,*
*આનંદી અહેસાસ અને નશો રૂહાની છે,*
*~ સુલતાન સિંહ 'જીવન'*

નસીબતો એવા જે પ્રેમને પણ ખેંચી લાવે,
હું પુકારું રાધા અને તરત જ એ દોડી આવે,
~ સુલતાન સિંહ 'જીવન'

હોય શ્રધ્ધા ને શબુરી સાથમાં,
સાઇને પામી શકો પળવારમાં.
એમ એ તલવાર જેસલની નમી,
એકતારાના રહો રણકારમાં,
જે નમે છે તે પ્રભુને પણ ગમે,
જો અહમ આ છૂટશે સંસારમાં.
ના અમારું ન તમારું કૈ અહી,
રામની છે આ રમત દરબારમાં,
ચાલ ‘ચાતક’ પામવા હો રામને,
નામ સ્મરણ થાય જો ધબકારમાં.

~ વિનોદ માણેક ‘ચાતક’

આમ તો હર એક ભીતર રામ છે,
એજ ઈશ્વર કે ખુદા બસ નામ છે,
નૂર તારું જળહળે છે ચૌદિશે,
એજ કાબા એજ કાશી ધામ છે,
ના બને કઈ તું ફક્ત માનવ બને,
તો પછી આનંદ ગામ ગામ છે,
તું લખાવે એજ તો ‘ચાતક’ લખે,
આ ગઝલમાં ફક્ત મારું નામ છે,

~ વિનોદ માણેક ‘ચાતક’

રામ ભરોસે રે’વું મનવા,
તારું-મારું છોડી દેજે.

મુક્તિ મારગ જાવું છે તો,
બંધન સઘળાં તોડી દેજે.

ખોટું ક્યાં ટક્યું છું જગમાં,
સતની ખીલી ખોડી દેજે.

આતમ દેખે એજ ખરું છે,
કાયા દર્પણ ફોડી દેજે.

જીવ અહી તું આવ્યો શાને ?
શિવથી નાતો જોડી દેજે.

~ વિનોદ માણેક ‘ચાતક’

આ માણસોને કેમ કોઈ ડર હવે નથી ?
પહેલા સમો રહ્યો શું તું ઈશ્વર હવે નથી ?

મંદિર કહે છે એને જ્યાં તારો નિવાસ છે,
એકેય તારું લાગતું આ ઘર હવે નથી.

અસ્તિત્વ તારુ શોધવા મંડી પડ્યો અહીં,
એ કોણ માનશે કે તુ પથ્થર હવે નથી.

કણ કણમાં તું વસ્યો હશે હું ચાલ માની લઉ,
તો કેમ આ હૃદયનીય અંદર હવે નથી.

*સર્જક* સમક્ષ આમ નિરુતર બની ઉભો,
શું તારી પાસે કોઈ જ ઉત્તર હવે નથી.

- ગૌતમ પરમાર "સર્જક",વડોદરા.

લાગે છે જેટલો એ ક્યાં નાદાન છે હજી ?
માનવ રૂપે ફકત બધે શેતાન છે હજી ?

મળશે નહીં એ પ્રેમ બજારે ખરીદતા,
જે લાગણી હૃદયનું પરીધાન છે હજી .

મરવું પડે છે જિંદગી જીવવા ઘણી વખત,
આ મોત એટલે બહુ આસાન છે હજી.

મળશે કુકર્મની સજા એને બધી અહીં,
શ્રધ્ધા તું રાખ માનવી ભગવાન છે હજી.

સર્જક નકાબ રાખે ડહાપણ થકી બધા !
વિપરીત એ હશે ક્યાં અનૂમાન છે હજી.

-ગૌતમ પરમાર "સર્જક", વડોદરા.

એવો વધ્યો છે ભાર ગયા જ્યારથી તમે
ઝુક્યા છે અશ્રુ ધાર ગયા જ્યારથી તમે.

ભટકી ગયો હું હોત નહીંતર વિખૂટા થઈ,
ખુલ્યા દરદના દ્વાર ગયા જ્યારથી તમે.

ફોરમમયી બની ના શકયા એ પ્રણય ફૂલો
ઉડી ગયું તુષાર ગયા જ્યારથી તમે.

મારો ભરમ હતો કે એ તો જીત મારી છે
સમજાઈ મારી હાર ગયા જ્યારથી તમે.

આ દર્દ શોધે છે હજી ગુનાહગારને,
"સર્જક" થયો ફરાર ગયા જ્યારથી તમે.

-ગૌતમ પરમાર "સર્જક",વડોદરા.

આ જીવતરને તો ઝૂરાપોને પાનખરજ મળી હતી અનહદ,,,,
આવ્યાથી તારા જીવનમાં થયાં મારા વસંતના આગમન.!!
હૃદયના બાગમાં ખીલી ઉઠ્યા ફૂલ ગુલાબી ,,,,
ભીતરનાં સંવેદનો જાગી ઉઠ્યાં રૂવાંડે રૂવાડે.!!
મુગ્ધ પ્રેયસી બની વાટ નીરખ્યા કરું,,,,
મનોમન સ્મરણમાં તને આલિંગન અર્પ્યા કરું.!!
તું છે મારા હૈયાની શીતળ ચાંદની ,,,
અંધારી રાત્રે પણ તારા ચહેરાની ઉજ્જવલતા નીરખ્યા કરું.!!
........ R.R.SOLANKI
(તૃષ્ણા).

કચકચાવી બાંધ્યા'તાં
પાંપણની પાળે
અશ્વ સ્વપ્ન તણાં
તોડી બધાં બંધન
નાસી છૂટયા છે
કેદમાથી અંધારી રાતે.
R. R. SOLANKI (તૃષ્ણા)

તાશ ના પત્તાં જેવી
મધમાખીના છત્તાં જેવી
ઓહ... જીંદગી! ઉફ્ફ... જીંદગી!
જેવી છે એવી પણ કબૂલ જીંદગી
લવ યું લોટ્સ...ઓ બેવફા જીંદગી!
R. R. SOLANKI (તૃષ્ણા )

વિતી ગયેલી
ભારે ભરખમ
"સાંજ"
પછી
ઉગવા મથતી
"સવારની"
એક ઉજ્જવલ
"પળ"
"પુષ્પની"
પાંદડીએ પાંદડીએ
"ઝાકળ"
બની થઈ ઝળહળ

R. R. SOLANKI
(તૃષ્ણા)

મેં કશી ફરિયાદની આદત નથી રાખી,
કાયમી વિખવાદની આદત નથી રાખી.

શ્વાસમાં આવ્યા કરે છે પૂર શબ્દોનું,
મૌન છું, સંવાદની આદત નથી રાખી.

તું હથેળીમાં બતાવે કે હટાવી લે,
મેં ય જુઠ્ઠા ચાંદની આદત નથી રાખી.

હું તમારા હાથમાં તલવાર ચાહું છું,
પારકા ઝલ્લાદની આદત નથી રાખી.

હું જગતના કોઈપણ ખૂણે ગઝલ વાંચું,
માત્ર અમદાવાદની આદત નથી રાખી.

~ ચિંતન મહેતા 'અલાપ'

આઠે બાજુ દોડી-દોડી શું કરવાનું ?
ભીંતો સાથે નાતો જોડી શું કરવાનું ?

રોજ હિસાબો ઓછા-વત્તા ગણવા બેસે,
માણસ નામે મણકાઘોડી શું કરવાનું ?

સામા મળશું તો ય આ નાતો સંભવ ક્યાં છે ?
મનમાં બાંધી મનમાં છોડી શું કરવાનું ?

માણસ છે કે ફૂલ્યો ફાલ્યો ફુગ્ગો જાણે ?
કિંમત એની કાણી કોડી શું કરવાનું ?

કાયમ એની જૂદી મેથડ - જૂદા પ્રશ્નો,
જીવતરના પેપરને ફોડી શું કરવાનું ?

~ ચિંતન મહેતા 'અલાપ'

આઠે બાજુ દોડી-દોડી શું કરવાનું ?
ભીંતો સાથે નાતો જોડી શું કરવાનું ?

રોજ હિસાબો ઓછા-વત્તા ગણવા બેસે,
માણસ નામે મણકાઘોડી શું કરવાનું ?

સામા મળશું તો ય આ નાતો સંભવ ક્યાં છે ?
મનમાં બાંધી મનમાં છોડી શું કરવાનું ?

માણસ છે કે ફૂલ્યો ફાલ્યો ફુગ્ગો જાણે ?
કિંમત એની કાણી કોડી શું કરવાનું ?

કાયમ એની જૂદી મેથડ - જૂદા પ્રશ્નો,
જીવતરના પેપરને ફોડી શું કરવાનું ?

~ ચિંતન મહેતા 'અલાપ'

यहां क्या कोई हारता है
सब समय के साथ चलता है
कोई हार कर भी जीत जाता है
तो कोई जीत कर भी हार जाता है
जिसका समय बुरा चल रहा है,
वो अशा हो कर भी बुरा बन जाता है
और जिसका समय अशा चल रहा है,
वो बुरा हो कर भी अशा बन जाता है
ए सारा समय का खेल है
हम सब समय के खेल के प्यादे है
अशा खेलने वाले भी खेल से बाहर हो जाते है
कभी नहीं खेलने वाले भी जीत जाते है
यहां तो समय ही बलवान है
हम कितने भी बलवान क्यूं ना हो
फिर भी समय के सामने हार ही जाते है
कोई समय का "महिमा" गा कर आगे निकल जाते है
तो कोई समय के ववंडर में फस कर मर जाते है

- संगीअखिल "अखो"

તમારી પલક નમીને મૂંઝાઇ ગઇ,
મૌનની ભાષા સૌને સમજાઇ ગઇ.

એક પડાવ,એક છલાંગ ને એક હું,
જિંદગી જબરી ઠોકર ખાઇ ગઇ.

દોસ્ત, શબ્દોની હેલી આસું બની,
પાંપણ મારી આજ સૂંકાઇ ગઇ.

તારાને મારામાં આવરણ કયાં રહ્યું?
દ્રશ્યની આખી મેઘ પથરાઇ ગઇ.

પ્રીત બનીને પારકા બનાવી ગયાં,
અમથી અમથી લાગણી અટવાઇ ગઇ.

પ્રીતી ભટ્ટ... "પ્રીત" (નવસારી)

ભીની પાંપણે કરી છે લાગણી ,
કરુણા આંખે ભરી છે લાગણી .
સ્વજન જાણી ઢળી છે લાગણી ,
સાવ નફામાં મળી છે લાગણી .
ગણતરીઓમાં નડી છે લાગણી ,
ભૂલી નથી જો હજી છે લાગણી.
એટલે હ્રદયમાં વસી છે લાગણી,
જીવતર આખું ઘસી છે લાગણી.
રાધાના હ્રદયમાં શ્યામ તમે કરી છે છાવણી.,
"તૃષ્ણા" ધરે ચરણે કાન્હ નામ કરી છે લાગણી .

R.R.SOLANKI (તૃષ્ણા).

*કૂંપળો તો છેવટે ઊગી જ જાશે,*
*સેંકડો પથ્થર ભલે અવરોધમાં છે. -અનિલ ચાવડા*

રૂપાંતર છું,
લાગણીના લાવાનું,
બસ છે ઓટ!
મૂકવા છે વિરામ,
કિંન્તુ અલ્પવિરામ.

પૂછે કયાં છું?
તો કેહજો એકલી,
સાથી છે અશ્રુ;
મૂકવા છે વિરામ,
કિંન્તુ અલ્પવિરામ.

આપો છો નામ,
પ્રીત ઘેલી લાગણી,
છે મુખવટો!
મૂકવા છે વિરામ,
કિંન્તુ અલ્પવિરામ.

પ્રીતિ ભટ્ટ "પ્રીત"

દેખાવ કરવા ઘણાં મળે,
ને મળવા ખાતર મળે;
ખોટાં જુઠ્ઠા વ્હાલપનાં,
મીઠાં શબ્દો રોજે છળે.

ફરિયાદ કયાં જઇને કરું?
વાડજ અહીં ચીંભડાં ગળે;
પોતાના જાણ્યા'તા એ સૌ,
સમય જોઇને કેવા વળે!

સત્યતો ભરબજારે ઊભું,
જૂઠ બધે કોર ઝળહળે.
ઓટ આવતા કોરાં કાંઠાને
કંકર બધે જાણે ખળભળે.

યાદ નથી કે કોણે દીધા,
ઘાવ; હવે ના કળવળે.
મિલન કાજે થાય સવાલ,
કેમે કરી મારું દર્દ ટળે?

રુપમાં આજ મોહીં ગયા,
શ્યામ વર્ણને સૌ હળે,
દિલની પુકારે ચૂપી છવાઇ,
પ્રીતની હેલી જોને ટળવળે.

~પ્રીતિ ભટ્ટ "પ્રીત"

લઇ આવો સામે જેણે માણ્યો તારો સ્વર.
તો પણ મુરખી દુનિયા કે'તી તુજને ઈશ્વર!

તારી સામે ઊભો છું તું ધાર્યા ઘા કર,
મારાથી તું ડર નૈ બોલું તુજને ઈશ્વર!

તારી આગળ નમતાં શ્રદ્ધાના પૂજારી,
તું જડ છે માનું હું ભક્તોના ભ્રમ તો ભર.

ધરતીની રાતી ચૂનર, પંખીનો કલરવ,
કુદરતની આ ઘટના તારા નામે ના ધર.

પેટે બાંધ્યા પાટા, ભૂખ્યા ભજનો ગાતા,
નિર્લજ બેઠો આરોગે છે ભોજનના થર!

ગંગાને શિર લેતો, ખેલૈયો ખુબ મોટો,
આવી જા ભવસાગરમાં નાવડુ થૈને તર.

-શીતલ ગઢવી"શગ"

ને ભૂલથી બસ તેલમાં ભડકો થયો'તો.
કારણ વિનાનો ખુબ ગરમ સગડો થયો'તો.

રાઈ અને જીરું ઉભા' તા મીટ માંડી,
શું એમના લીધે બધો ઝગડો થયો'તો!

દોષિત છું હું કે ખુદ મને શ્રદ્ધા નથી રહી,
કિલ્લોલ કરતા આંગણે પડઘો થયો'તો.

મૂકી ત્રિરાશી મેં હવે વરસો વરસની,
મુજ એકડાને રૂંધતો બગડો થયો'તો.

છે આંગળાની છાપ નાવિન આગમનની,
"શગ"ના રસોડે કો'ક ઘા તગડો થયો'તો.

-શીતલ ગઢવી"શગ"

લે આલ્લે સખી! એમને કે'વાઈ ગયું'તું
ના રહી મૂંગી આ જીભલડી મારી,
ને પછી આ દિલ નીચોવાઈ ગયું'તું.
... લે આલ્લે સખી..

માફી માંગુ ક્યાં મોઢે હવે હું
રાત કાઢી પલંગમાં વિચારતા
મારી ભૂલે એમનાથી દૂર રે'વાઈ ગયું'તું.
...લે આલ્લે સખી..

શું એમને ચઢી હશે રીશ કે
એમના મનમાં ઉઠી હશે ચીસ?
એમનુંય મન વલોવાઈ ગયું'તું.
.. લે આલ્લે સખી..

એક નાની વાતમાં આવીને
પચાવી શકી ના હું ચાવીને
કાંટાની વચ્ચે ફુલ પીસાઈ ગયું'તું
... લે આલ્લે સખી..

કારણ વિના લૈ બેઠી રુષણાં
હવે બેઠી છું લઈને ખુદના દુખણા
અબોલામાંય કેમ કરતા જીવાઈ ગયું'તું.
...લે આલ્લે સખી..

-શીતલ ગઢવી"શગ"

ભલે મારી વાત નો અનાદર કરો
પોતપોતાના મા-બાપ આદર કરો

ચાલ્યા આવ્યા શિખામણના પોટલાં દેવા
પોતપોતાના જીવનનું વૃક્ષ ઘટાદાર કરો..

કોઈ એવો જાદુ કરો કે હું પીગળી જાવ
કા તો મારા અને તમારા પ્રેમનો કરાર કરો

હું આજે કુદરત પાસે શબ્દો લેવા ગયો
પેલા મનને કુદરત તરફ વફાદાર કરો

વધારે વળી તમારી બડાઈ થઈ રહી છે
પોતપોતાના પગ જેટલી લાંબી ચાદર કરો

દિપક સોલંકી "રહીશ"

હું મારી વાતમાં વગોવાયો હતો
ત્યારે એક ખૂણામાં સલવાયો હતો

પણ તું પૂછમાં મને કે કેમ છે
જીવન-મરણના માર્ગે અટવાયો હતો

ધરતી ને આકાશથી પરિચિત છું
પછી મારી જાતમાં ફસાયો હતો

કર્મોના ફળ તો મળવાના છે સૌને
ત્યારે બસ એકધારો દોડ્યો હતો

હું છું એવું ત્યજી આપણે છીએ કહી
*રહીશ* ત્યારે પ્રભુએ બોલાવ્યો હતો

દિપક સોલંકી "રહીશ"

મારા મનનું બારણું બંધ છે
ત્યારે તનનું આગણું સ્તબ્ધ છે

બસ હું મારામાં ખોવાયો હતો
ખાલી એવું મારુ મન અંધ છે

ઈશ્વર ! હું સાવ અલગ તર્યો
ત્યારે બસ તારો જ કંધ છે

હવે અંતથી અનંત સુધી જવું
હવે એવી વાતોનો જધ છે

નથી એની તાળીનો અવાજ
એટલે મારા કાન અંધ છે

વાત તમારી પુરી થઇ ગઈ
તોય મારુ મન અંધાધૂંધ છે

જ્ઞાનની વાત શું કરવી મારે
'રહીશ' મંગળ પછી બુધ છે

દિપક સોલંકી "રહીશ"

આવતી કાલને માણવા આજની ઘડી વેડફાય છે,
ઘડિયાળનાં દરેક ટકોરે તારી જિંદગી જો.. જાય છે.
વળી કહે છે, "મને બધું જ સમજાય છે..."

ચાર પૈડાંની ગાડીમાં રોજ દવાખાને જાય છે,
વજન જો વધે તો તરત ડાયટ પર આવી જાય છે,
એથી સારી જિંદગી તો મજૂર જીવી જાય છે.
વળી કહે છે, "મને બધું જ સમજાય છે..."

થાળ ધરવા ને આરતી કરવા એ રોજ મંદિરે જાય છે,
"જેવી તારી આજ્ઞા પ્રભુ.."નું માત્ર સ્મરણ જ થાય છે,
એના માર્ગ પર ચાલવાની હિંમત જ ક્યાં કોઈથી થાય છે.
વળી કહે છે, "મને બધું જ સમજાય છે..."

અંતે પોતાની જાતને એ જાણતો થાય છે,
સફરની મજા એ માણતો થાય છે,
ત્યાં જ સમય આવીને ટકોર કરી જાય છે,
જો તારી મંજિલ નજીક આવતી દેખાય છે.

વળી કહે છે, "મને બધું જ સમજાય છે.."
"બધું જ સમજાય છે...""બધું જ સમજાય છે..."

~ મયુર જેઠવા...

બહુ વિચિત્ર પ્રાણી છે આ માનવી,
શૂન્યમાંથી હજાર કમાતા જ એને આવક જોઈએ છે લાખની..
બહુ વિચિત્ર પ્રાણી છે આ માનવી....

શું સારૂં - શું ખરાબ એ જાણતો થયો છે,
સંબંધોને એ માણતો થયો છે,
હજુ કાલે લોકોને પારખવામાં હતો કાચો..
આજે પોતે જ પોતાની જાતને જાણતો થયો છે.
બહુ વિચિત્ર પ્રાણી છે આ માનવી....

કમાય છે એટલું કે એના ખિસ્સામાં ક્યાં સમાય છે?
તેમ છતાં દિવસ-રાત 'નથી.. નથી..' ના ગીત ગવાય છે,
પોતાના જ નડે છે પોતાને અહીંયાં તો..
બસ ખોટા નામ એ બિચારા ગ્રહોના અપાય છે.
બહુ વિચિત્ર પ્રાણી છે આ માનવી....

અહીં રોજ કોઈની મુલાકાત ચોક્કસ થાય છે,
કોઇ ઘડી બેઘડી તો કોઇ હંમેશ માટે હ્રદયમા વસી જાય છે,
કોઈક યાદ રહી જાય તો કોઈક પોતે એક યાદ બનીજાય છે.
અહીં રોજ કોઈની મુલાકાત ચોક્કસ થાય છે......

વાત વાતમાં કોઈ અજાણ્યુ પણ ખાસ થઈ જાય છે,
કોરી રજાઇમા એ પ્રેમની શાહીથી ઘણું છાપીને જાય છે,
રોજ ધોઇને સુકવુ છુ સંબંધોની એ રજાઇને,
પણ એના રંગ બેરંગી દાઘ કાયમ રહી જાય છે.
અહીં રોજ કોઈની મુલાકાત ચોક્કસ થાય છે......

કાલે મળશુ એમ કહી ન જાણે એ ક્યા ખોવાઈ જાય છે..?
ભવિષ્યની લાલચ આપતા એ ભૂતકાળ બની જાય છે,
"જીવતા રહીશુ તો મળીશુ દોસ્ત"
આવી અસહ્ય ધમકી એ હસતા ચેહરે આપીને જાય છે.
અહીં રોજ કોઈની મુલાકાત ચોક્કસ થાય છે......

ભાગદોડનુ આ જીવન હવે તો નીરસ થતુ જાય છે,
રૂપિયા કમાવા બેસુ ત્યાં અમુલ્ય સંબંધો ખર્ચાય જાય છે,
"મળવુ છે સાહેબ પણ મળી શકાતુ નથી",
આવી દલીલો કરતા-કરતા રોજ દિવસો જ પસાર થાય છે.
અહીં રોજ કોઈની મુલાકાત ચોક્કસ થાય છે....

~મયુર જેઠવા......✍

લે છે ઉછીનું પોતાના સપના સાકાર કરવા,
પછી રોજ ઉપાધિ કરે છે એના વ્યાજની,
નથી જાણતો એક પળનું પણ ભવિષ્ય..
તેમ છતાં ચિંતા કોરી ખાય છે એને કાલની.

ખરેખર સાહેબ...
બહુ વિચિત્ર પ્રાણી છે આ માનવી.

~ મયુર જેઠવા...✍

પોલાણની એ અટકળોની બ્હાર નીકળ આપું.
સાતે સ્વરોને ફૂંકવા લે એ બધી કળ આપું.

શબ્દાર્થના પીંડોય ચૂંથતાં મળે ક્યાં કાવ્યો ?
સંમોહનોની દિવ્યતા રેલાવ ઝળહળ આપું.

આ લાગણીઓની બધી પોકળ સઘનતા ખરશે,
સંબંધની ભીંતે ટકી રહેવા કયું બળ આપું ?

છેલ્લું શ્વાસી લે જીવડા અંતઃ પ્રવાસી થઈને,
જનમોજનમની શોધને નિરાંતની પળ આપું.

અંતે તો પીડાઓ બધી પોતાપણાની ફૂટે,
ખારાશ ઓઢી છે સમંદર તે કયું તળ આપું ?

માટી તણાં જો ચીર ઓઢી નીકળો નિજ દેશે,
શ્વાસો શમે ત્યાં લાગી જીવન તને બળ આપું.

મૌલિક શ્રોત્રિય "અક્ષર"

તણખા જેવો કોઈ આભાસ લઈ ચાલું હવે.
પગમાં ઝળહળતો એક પ્રવાસ લઈ ચાલું હવે.

જંગલના ઘેરાં ગીતો પાંદડે શું લીંપવા ?
લીલાછમ લયની ફક્ત સુવાસ લઈ ચાલું હવે.

કોઈ નોખી રીતે વરસાદ પણ વરસે હવે,
ગોરંભાયેલાં એ ચોમાસ લઈ ચાલી હવે.

સપનાઓને ક્યાં શોધું નામ સરનામા વગર,
સપનામાં શબ્દોનો સહવાસ લઈ ચાલું હવે.

માપી લેવાની છે સૌ એષણાઓ આમતો
પ્રવાહી પગલાઓનો વ્યાસ લઈ ચાલું હવે.

નક્કર આવનજાવન આકાર લે જો વેગનો,
ભીંતે સ્પર્શે ધગધગતાં શ્વાસ લઈ ચાલું હવે.

મૌલિક શ્રોત્રિય "અક્ષર"

## સૂર્ય જેવું ક્યાં કશું આપવાનું તને ?
## આસમાની રાત થઈ જાગવાનું તને.

## સ્વપ્નમાં આવાગમન થાય મારું સતત,
## બંધ આંખે એ મિલન ધરવાનું તને.

## જઇ સમંદરની અરવતા વિશે પૂછજે,
## ક્યાં લાગી પડઘા બની ગૂંજવાનું તને ?

## દીર્ઘ નક્કર થાય ચ્હે આપ છાયા અહીં,
## થીજતા તડકા સમું જીવવાનું તને.

## માણસાઈનું પગેરું ગયો શોધવા,
## સ્પંદનો, પીડા બધું ખાળવાનું તને.

## શ્વાસના ખોબે ગઝલ વ્યર્થ સીંચ્યા કરે,
## જાત ત્યાગી ટોચને આંબાવાનું તને.

## જળ વિશે જાની ગયો તું તડક્યા પછી,
## ક્યાં તરાલ મન જળ વડે માંજવાનું તને ?

## મૌલિક શ્રોત્રિય "અક્ષર"

# FastTrack Interview



## અનિલ ચાવડા

*જન્મ તારીખ:* 10 મે 1985

*જન્મ સ્થળ:* કારેલા (તા. લખતર, જિ. સુરેન્દ્રનગર)

*ઉછેર:* મહદ્અંશે ગામડામાં ઉછેર થયો. ખેતરોમાં કામ કરતા-કરતા, મજૂરી કરતા-કરતા, ભણતા-ભણતા...

*શિક્ષણ:* એમ.એ. બી.એડ

*લેખન સિવાય:-* એક પબ્લિકેશન કંપનીમાં જોડાયેલો છું. પુસ્તક ડિઝાઇન, એડિટિંગ, લેખન વગેરે કાર્ય કરું છું.

અર્વાચીન સાહિત્યકારોમાં અગ્રીમ સ્થાન ધરાવતા અનિલભાઈ ચાવડાનો જન્મ ૧૦-૫-૧૯૮૫ માં ગામ કારેલા, તાલુકો લખતર, જિલ્લો સુરેન્દ્રનગરમાં થયો હતો. હાલ અમદાવાદ રહેતા અનિલભાઈએ તેમનું પ્રાથમિક શિક્ષણ કારેલા પ્રાથમિક શાળા તથા સિદ્ધાર્થ હાઈસ્કૂલ, વઢવાણ ખાતે મેળવ્યું. સ્પેશિયલ સબ્જેક્ટ તરીકે ગુજરાતી વિષય સાથે બી.એ. તથા એમ.એ. અનિલભાઈએ એચ.કે.આર્ટ્સ કોલેજ અને સરસપુર આર્ટ્સ કોલેજ, અમદાવાદ ખાતે ૨૦૦૭માં પૂર્ણ કર્યું. ચાણક્ય વિદ્યાલય, અમદાવાદથી તેમણે બી.એડ.ની ડિગ્રી મેળવી. અને આ ઉપરાંત ભવન્સ કોલેજ, અમદાવાદ ખાતે ૨૦૦૯માં ડિપ્લોમા ઈન જર્નાલિઝમનો કોર્ષ પૂર્ણ કર્યો.

ગુજરાતી સાહિત્યમાં તેમના અનેરા યોગદાન સ્વરૂપ પુસ્તકો:

1) સવાર લઈને (૨૦૧૨ – કાવ્યસંગ્રહ)
2) એક હતી વાર્તા (૨૦૧૨ – લઘુકથા)
3) મીનિંગફુલ જર્ની (૨૦૧૩ – નિબંધ સંગ્રહ)
4) આંબેડકર જીવન અને ચિંતન (૨૦૧૫ - જીવનકથા)
5) વીસ પંચા (૨૦૦૭) અન્ય ચાર યુવા કવિઓ સાથે

સુખ - દુઃખ મારી દ્રષ્ટિએ, શબ્દ સાથે મારો સંબંધ, પ્રેમ વિશે, આકાશ વાવનારા અને આચરે તે આચાર્યનો સમાવેશ થાય છે. તેમને ૧૯ જેટલા પુસ્તકોનો અનુવાદ પણ કર્યો છે. ગુજરાત શાળા પાઠ્ય પુસ્તક મંડળ દ્વારા તૈયાર કરવામાં આવતા માધ્યમિક શાળાના પુસ્તકોમાં તેમની કવિતાનો

સમાવેશ કરવામાં આવ્યો છે તે સિદ્ધિને નાની ન ગણી શકાય. દિલ્હી સાહિત્ય અકાદમી દ્વારા આયોજિત યંગ રાઈટર્સ ફેસ્ટિવલ - ૨૦૧૩ અને ૧૪ માં તેમણે ગુજરાતી કવિ તરીકે પ્રતિનિધિત્વ કર્યું હતું. બેંગલુરુમાં અનિલભાઈએ ૧૭ ભાષાઓના સર્જકોમાં ગુજરાતી કવિ તરીકે હાજરી આપી હતી અને કાવ્યપઠન પણ કર્યું હતું. ૨૦૧૪ ની સાલમાં ઓલ ઇન્ડિયા રેડિયો,કટક દ્વારા આયોજિત ૨૨ ભાષાઓના કવિ સંમેલનમાં પણ ગુજરાતી કવિ તરીકે સંમિલિત થઈને ગુજરાતી ભાષાની શાનમાં વધારો કર્યો છે. તો વળી ચાલો ગુજરાત - ૨૦૧૫ માં અમેરિકામાં આયોજિત કાર્યક્રમમાં ગુજરાતી કવિતાનું પઠન કરીને અનિલભાઈએ ગુજરાતી ભાષાનું ગૌરવ વધાર્યું છે. દેશના વિવિધ રાજ્યો ઉપરાંત તેમણે ઓર્લાન્ડો, હ્યુસ્ટન, ડલાસ, કેલિફોર્નિયા, ન્યુ જર્સી વગેરે સ્થળોએ તેમણે કવિતાના પ્રોગ્રામ કરીને ગુજરાતી ભાષા અને ભારત દેશના સાંસ્કૃતિક વારસાને ઉજાગર કર્યો છે.

તેમનાં આ અનન્ય યોગદાનને બિરદાવતાં સંખ્યાબંધ પુરસ્કારો તેમને આપવામાં આવ્યા છે. ગુજરાત સરકાર તથા ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા યુવા ગૌરવ પુરસ્કાર, આઈ. એન. ટી. દિલ્હી દ્વારા શયદા એવોર્ડ, તેમનાં ગઝલસંગ્રહ માટે તખ્તસિંહ પરમાર એવોર્ડ વગેરે કેટલાય પુરસ્કારોથી તમને સન્માનિત કરવામાં આવ્યા છે.

મોરારીબાપુ, પ્રોફેસર વારિસ હુસેન અલવી, ચંદ્રકાન્ત ટોપીવાલા, રઘુવીર ચૌધરી, ચિનુ મોદી, હર્ષ બ્રહ્મભટ્ટ, સૌમ્ય જોશી વગેરે જેવા માંધાતાઓએ અનિલભાઈના સર્જનને ખૂબ ઉમળકાભેર વધાવ્યા છે. ૩૧ વર્ષની નાની વયમાં સફળતાનાં સર્વોચ્ચ શિખરે આરૂઢ, સાહિત્યાકાશમાં ઝળહળતા આ તારલા સાથે અત્રે પ્રસ્તુત છે એક વાર્તાલાપ.

પરિચય લખનાર

ભગવતી પંચમતીયા 'રોશની'

૧. આપના મતે કવિતા શું છે? અને આપના પદ્યની શરૂઆત ક્યાં સાહિત્ય પ્રકાર દ્વારા થઇ હતી. કવિતા કે ગઝલ...?

જવાબ :- કવિતા શું છે એ જણાવવા માટે હું ઘણો નાનો પડું છું. હું હંમેશાં તેને સમજવાનો પ્રયત્ન કરતો રહ્યો છું, ક્યારેય એ એક માળખામાં બંધાઈને નથી મળી, એ બહુ જ વિસ્તૃત છે, તેનો તાગ પામવો ખૂબ જ મુશ્કેલ છે. હું હજી મથી રહ્યો છું કવિતા શું છે તે સમજવા માટે. મારા પદ્ય સર્જનની શરૂઆત ગઝલથી થઈ હતી તેમ કહી શકાય. કેમકે મારી પહેલી કૃતિ કવિલોક સામયિકમાં છપાઈ તે ગઝલ હતી.

૨. કઈક અલગ જ પ્રકારના વૈકલ્પિક અને હઝલ પ્રકારની ગઝલમાં આપનું નામ અત્યારે બહુ ચર્ચિત છે.. તો આ પ્રકારની ગઝલ લખવાનું કોઈ ખાસ કારણ આપ જણાવશો...?

જવાબ :- અરે! આ તો મારા માટે પણ આશ્ચર્યની વાત છે. કેમકે મેં હઝલ લગભગ ક્યારેય લખી નથી. મેં પ્રયત્ન કર્યા છતાં નથી લખી શક્યો. હા, મારે લખવી છે ખરી. હઝલ એ ગઝલનો જ એક પ્રકાર છે, જેમાં હાસ્ય નિહિત છે. મારી ગઝલ મોટેભાગે કોઈ પીડા લઈને આવે છે. (જોકે મારી એ પીડા પર કોઈ હસે તો જુદી વાત છે.)

૩. આજ કાલ ઘણા શાયરો [સોરી શાયરો હોય તો ચોરી કરેજ શું કામ] ચોરી કરી રહ્યા છે અને એને છાવરવા અલગ અલગ કારણો પણ આપે છે, એટલે સુધી કે એક વાર તો ગુજરાતી અખબારમાં મરીઝ સાહેબનો શેર પણ છપાયો હતો. આવી કોઈ ઘટના આપની સાથે બને તો આપ શું કરો...? [મતલબ કે તમારો પ્રતિભાવ કેવો હશે એ સમયે.]

જવાબ :- આવી ઘટના ઘટના ઘણી વાર બની છે અને હજી પણ બને છે. મારી અનેક પંક્તિઓ જુદા જુદા વ્યક્તિઓના નામે ક્યારેક મને જ મળી જાય છે તો વળી ક્યારેય મારી જ ગઝલના શેર પરથી વાર્તા જેવું પણ બનાવી નાખવામાં આવ્યું હોય છે. તો વળી ક્યારેક સુવિચાર તરીકે પણ રજૂ કરી દેવામાં આવે છે. ત્યાં નામ ન લખાય ત્યારે વાંધો નથી પણ જે-તે કહેવાત કવિઓ પોતાનું નામ નીચે લખી નાખે છે તે સારી વાત નથી. એક કવિતા લખતા કેટલી માનસિક વાટાઘાટો થતી હોય છે, અનેક સંઘર્ષો સર્જાઈ જતા હોય છે. જે વ્યક્તિ કવિનું નામ જાણતા હોય તેમણે કોઈ પણ કવિતા શેર કરતા પહેલાં તેનું નામ લખવું જ જોઈએ તેવું હું દ્રઢપણે માનું છું, ન જાણતા હોય તો મિત્રવર્તુળમાં પૂછે પછી પણ ન ખબર પડે તો અજ્ઞાત કે નથી ખબર એમ લખે, પણ સાવ પોતાનું નામ ચડાવે એ તો યોગ્ય નથી જ નથી.

૪. શું ગઝલ માત્ર નિજાનંદ માટે જ લખાય છે...? ઘણા લોકો કહે છે હું માત્ર મારા શોખ ખાતર લખું છું, આ ઘણા લોકોમાં હું પોતે પણ છું.

જવાબ :- ગઝલ નિજાનંદ માટે લખાય છે એ વાક્ય સારું છે. પણ તેમાં બીજાનંદ પણ છુપાયેલો છે. નહીંતર કવિસંમેલન કે મુશાયરાઓની કાંઈ જરૂર જ ન રહેને. કોઈ પણ કવિ જો નિજાનંદ માટે જ લખતો હોય તો તે કોઈને સંભળાવે, વંચાવે છે શું કામ, કે પછી તે મેગેઝિનમાં કેમ છપાવે છે, કેમ શેર કરે છે ફેસબુક, વોટ્સઅપ કે અન્ય ઇ-માધ્યમો પર? કારણ માત્ર આટલું જ કે એ નિજાનંદના પરદા પાછળ બીજાનંદ પણ છુપાયેલો છે અને મારા મતે બંને યોગ્ય છે. આપણો નિજાનંદ બીજાનંદ પણ બની શકે તો એનાથી મોટી વાત કઈ. તમે પરોક્ષ રીતે પણ કોઈકના હૃદયમાં પહોંચી શકો એવી ઝંખના દરેકને થાય જ, અને કવિતા એ ઝંખનાને સંતોષવામાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

૫. ગુજરાતીમાં પદ્યના ભવિષ્ય વિશે આપનુ શું માનવું છે...? શું કોઈ નવો પ્રકાર વિકસિત થશે ખરા..? જેમાં છંદ જેવા અઘરા નિયમો ન હોય તો મને પણ એની આશા રહેશે...

જવાબ :- હું કોઈ સાહિત્ય-જ્યોતિષી છું નહીં કે ગુજરાતી ભાષાના ભવિષ્ય વિશે કંઈ કહી શકું. પણ હું જેટલું જાણું છું, જોઉં છું અને અનુભવું છું એ પરથી હું પોતે પણ દ્વિદ્ધામાં છું, કેમકે એક તરફ ભાષા મરવાની વાતો ચાલે છે, સ્કૂલોમાંથી ગુજરાતી મીડિયમો બંધ થઈ રહ્યાં છે. લોકો ગુજરાતી બોલવા-વાંચવાનું ટાળે છે એવી પુષ્કળ વાતો થઈ રહી છે. બીજી તરફ ગુજરાતી ભાષામાં દરરોજ સેંકડો પુસ્તકો પ્રકાશિત થાય છે. દર મહિને

અનેક નવા કવિઓ-લેખકોનું નામ સાંભળવા મળે છે. વારેવારે ક્યાંક ને ક્યાંક ગુજરાતી કવિતાના કાર્યક્રમો હોય છે. ગુજરાતી ગીત-સંગીતની મહેફિલો હોય છે. હું ગુજરાતી પદ્યસાહિત્યના ભવિષ્ય વિશે દ્વિદ્ધામાં છું, પણ આશા રાખીએ જે થાય તે સારું થાય. નવા પદ્યસર્જકો એટલે કે કવિઓ જે આવ્યા તેમની પર ઘણી આશા રાખી શકાય તેમ છે.

પદ્યસ્વરૂપમાં કોઈ નવું સ્વરૂપ જો વિકસિત થાય તો તે સારી વાત છે. ગઝલનો પુષ્કળ ખડકલો થઈ રહ્યો છે તેવામાં બીજાં સ્વરૂપો દબાઈ રહ્યાં છે. પણ સામે પક્ષે ગઝલ મજબૂત કવિતાના વાઘા પહેરીને ઊભી છે તે એટલી જ સારી વાત છે. નવું સ્વરૂપ ન પણ આવે તો એનાથી કવિતાને વિશેષ હાલ પૂરતો કોઈ જ નુકસાન થાય તેવું મને જણાતું નથી.

૬. પદ્યમાં કેટલીક હદે નિયમોને વળગી રહેવું જરૂરી છે...?
જવાબ :- તમે કેવા પ્રકારની અને કઈ પદ્યકૃતિ રચવા જઈ રહ્યા છો તેની પર નિર્ભર છે. જો તમે સોનેટ રચતા હોવ તો તમારે છંદને વળગી રહેવું જોઈએ, ગઝલ કે ખંડકાવ્ય લખતા હોવ તો પણ છંદને વળગેલા રહેવું જરૂરી છે. જ્યારે તમે અછાંદસ લખો છો, ત્યારે તમારે છંદના નિયમમમાં રહેવું જરૂરી નથી. પણ અછાંદસની મુક્તિમર્યાદા સમજીને તમારે સર્જન કરવું જરૂરી છે. તેની વધારે પડતી છંદમુક્તિ એ આમ તો બંધન જ કહી શકાય. તેમાં ક્યારેક અટવાઈ જવાની ભીતિ પણ રહે છે.

૭. શું છંદ વગર પદ્ય ન ગણાય..? ઠીક વાત છે કે અલંકાર આભૂષણોમાં સ્ત્રી કોઈ દેવી જેવી લાગે પણ શું એના વગર સ્ત્રી, સ્ત્રી જ ન લાગે...?
જવાબ :- છંદ વગર પણ પદ્ય લખાય જ છે, અને લખાય પણ ખરું જ. પણ જ્યારે છંદ જાણતા હોવ એ પછી છંદ વિના લખો તો એનો નિખાર કદાચ વધારે વિશેષ આવે. જ્યારે તમે સાઇકલ ચલાવતા સારી રીતે શીખી ગયા હોવ ત્યારે તમે છુટ્ટા હાથે પણ સાઇકલ ચલાવી શકો છો.

૮. ‘દર્દમાં જ અસરદાર લખી શકાય’ આવું એક કથન ખુબ પ્રચલિત છે, તો આપના અનુસંધાને આ વાક્ય કેટલું સાર્થક ઘણી શકાય.
જવાબ :- પીડામાં લેખનને ધાર મળે છે એ વાત સાચી, પણ સારું લખવા માટે પીડા હોવી જ જોઈએ એવું જરૂરી નથી. નહીંતર દુનિયાના બધા જ ગરીબો કે પીડિતો ઉત્તમ કવિઓ ન હોત? દર્દની સાથે જરૂરી છે સારી અભિવ્યક્તિ, કવિતા પ્રત્યેની સૂઝ અને પોતે જે કહેવાનું છે તેમાં આવતી કલાકીય છાંટ...
ઘણા ધનાઢ્ય અને પૈસાદાર લોકો પણ સારું અને ઉત્તમ લખે છે. ઘણા દુઃખી નથી તે પણ સારું લખે છે. દર્દને માનસિક સ્થિતિ સાથે વધારે લેવાદેવા છે.

૯. “સાહિત્યમાં શૃંગાર રસ” અને “vulgarity” આ બંને વચ્ચે એક પાતળી ભેદરેખા હોય છે.” આવું વાક્ય
જવાબ :- અવારનવાર સંભાળવા મળે છે. આ કઈ રેખા છે જે શૃંગાર રસને વિકૃત માનસિકતામાં ઘણાવી લે છે. આ કદાચ હું તમને સીધું નહીં સમજાવી શકું, પણ તમે કાલીદાસની કુમારસંભવમ, મેઘદૂત, અભિજ્ઞાનશાકુંતલમ્ જેવી કૃતિઓ કે પછી મધ્યકાલીન સાહિત્યની વસંતવિલાસ જેવી કૃતિઓ વાંચો તો

આપોઆપ શૃગાંરરસ શું એ ખબર પડી જશે અને જ્યારે શૃંગાર રસ શું એની આછીપાતળી ખબર પડશે એટલે આપોઆપ વલ્ગારિટી એટલે શું એની આછી ભેદરેખા વિશે પણ થોડી ઘણી ખબર પડી જશે.

૧૦ કાવ્યગોષ્ઠી વિષે કોઈ સુજાવ...?
જવાબ :- થતી રહેવી જોઈએ.

૧૧. કાવ્યગોષ્ઠીના વાંચકોને આપ શું કહેશો.? આપનો સંદેશ.
જવાબ :- હું સંદેશ આપી શકું એટલો મોટો હજી નથી થયો મારે હજી ઘણું બધું શીખવાનું બાકી છે, જે શીખવા હું પ્રયત્ન કરી રહ્યો છું. અંતે, દરેકે પોતાને સંદેશ પોતાની રીતે જ મેળવવાનો હોય છે.

**[ અપ્રત્યક્ષ સંવાદના અંશો – અનિલ ચાવડા અને સુલતાન સિંહ ‘જીવન’ ]**

## -: સંપર્કસુત્રો :-

અનિલ ચાવડા – http://anilchavda.com
સુલતાન સિંહ – http://vichaarvrund.wordpress.com/




